# સ્ત્રી નીતિ બોધક.

## વિભાગ ૧ લો.

બનાવી પ્રસિદ્ધ કરનાર.

**મહેતા રાયચંદ વિ. રવજી.**

વવાણીઆ બંદર.

**ભુજંગી છંદ.**

થવા દેશ આબાદ સૌ હોંશ ધારો,
ભણાવી ગણાવી વનિતા સુધારો;
થતી આર્ય ભૂમિ વિષે જેહ હાની,
કરો દર તેને તમે હિત માની.



**અમદાવાદ મધ્યે.**

" આર્યોદય " પ્રેસમાં છાપ્યો,

સંવત ૧૯૪૦—સને ૧૮૮૩.



કીમત રૂ૦-૪-૦

## मनहर छंद.

કુધારે કરેલો બહુ, હુમલો હિમ્મત ધરી,
વધારે વધારે જોર, દરશાવિયું ખરે,
સુધારાની સામી જેણે, કમર કસીછે હસી,
નિત્ય નિત્ય કુસંપ જે, લાવવા ધ્યાને ધરે;
તેને કાઢવાને તમે, નાર—કેળવણી આપો,
કુચાલો નઠારા કાઢો, બીજા જે બહુ નડે,
રાયચંદ પ્રેમે કહે, સ્વદેશી સુજાણ જનો,
દેશ હિત કામ હવે, કેમ નહીં આદરે?



ઘણાને લેવાનું બની આવે તેટલા માટે આ વિચાર કર્યો છે. તો સર્વે સજ્જનો તરફથી મદદ મળશે. એમ આશા રાખુંછું.

આ ગ્રંથમાં જે કંઇ દોષ માલમ પડે તે મને લખી જણાવવા જે સજ્જન કૃપા કરશે તેનો હું આભારી થઈશ. ભૂલ ચુકને માટે ક્ષમા ચાહુંછું.

શૈ. ર.



# अनुक्रमणिका.

# अर्पण पात्रिका.

## મહેરબાન જાદવજી વાહાલજી.

આપના સુંદર સદ્‌ગુણો પર મોહીત થઈ, તેમજ
આપની સ્વદેશ હિત કરવાની પ્રિત જોઇ આ
લઘુ ગ્રંથ સાથે આપનું પવિત્ર નામ
જોડવાની રજા.
લઉંછું.



## ભુજંગી છંદ.

બહુ હર્ષછે દેશ સુધારવામાં,
બહુ હર્ષછે સુનીતિ ધારવામાં;
ઘણા સદ્‌ગુણો જોઇને મોહ પામું,
વધુ શું વદું હું મુખેથી નકામું. ૧

" રાયચંદ. "

# પ્રસ્તાવના.

## દોહરા.

"કહે નેપોલ્યન દેશને. કરવા આબાદાન"
"સરસ રીત છે એજ કે, દ્યો માતાને જ્ઞાન" ૧

ઉપરનો દોહરો વાંચી વાંચનાર વિચારશે કે એ દોહરો કેવો ઉપયોગી અને સુબોધક છે? એ દોહરાનો જો ખરો અર્થ વિચારીએ તો તેથી કેટલો બધો ફાયદો થાય? ઘણોજ.

કેહેવત છે કે "મા બાપ તેવાં છોકરાં." વળી બાપ કરતાં છોકરા પર માતાનાં લક્ષણુની વધારે અસર થાય છે.

આપણા ભરતખંડમાં હાલ સ્ત્રી કેળવણીનો સારો પ્રસાર થતો જાયછે. તેમજ વળી વાંચવાનો શોખ પણ વધતો જાયછે; જેથી કરીને સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકો પ્રસિદ્ધ થવાની ઘણી અગત્ય છે; અને તે વિષે સર્વે સ્વદેશ હિતેચ્છુઓ ધ્યાનમાં લેશે.

સ્ત્રીઓ બે ત્રણ ચોપડીઓ ભણે કે તે ભણી ઉતરી એમ સ્વદેશીઓ જાણે છે, અને જરા વાંચતાં આવડયું કે અનીતિ બોધક ચોપડીઓ વાંચવા આપે છે, જેથી અનીતિનો સ્ત્રી-ઓમાં ઉદય થાય છે. જો પુરી કેળવણી આપી સારાં સારાં નીતિ દર્શક પુસ્તકો વંચાવે તો સ્ત્રીઓ સુધરે પણ આ તો તેથી ઉલટું બને છે. વળી વેહેમી અને અજ્ઞાની લોકો તો એમજ કહેછે કે જો સ્ત્રીઓને ભણાવીએ તો તે બગડી જાય; પણ એ વિચારજ અજ્ઞાનતા દર્શાવેછે. પુરી કેળવણી વિના અબળા કયાંથી સુધરે?

સ્ત્રી નીતિધર્મ, દૈવજ્ઞ દર્પણ, ભૂત નિબંધ, પાર્વતી કુંવ-રાખ્યાન, સંસાર સુખ, નીતિ વચન વગેરે સારાં સારાં સુનીતિ દર્શક પુસ્તકો વાંચવામાં આવે તો અનીતિનો પ્રસાર

ન થાય. માટે સ્ત્રીઓને પુરી કેળવણી આપવી જોઇએ. એવી મારી સ્વદેશીઓને નમ્રતા પૂર્વક ભલામણું છે.

વળી સ્ત્રીઓ નહીં સુધરવાનું મોટું કારણ તો બાળલગ્નજ છે. નાનપણુથી તેને સંસારના મામલામાં ઢાળી પાડે છે, અને પછી તેને ઢોરવત્ ગણી બહુ દુઃખ દેછે. ઘણે ઠેકાણે તો કજોડાં થાય છે, જેથી અણુબનાવ આવીને ઊભો રહે છે; કોઈ કોઇ ઠેકાણે તો સાસુ અને વહુ વચ્ચે કંકાસ ચાલેછે; અને છેલ્લે તેના પતિ સાથે પણુ અણુબનાવ થાય છે. તેથી કંકાસ વધારે ફાવેછે. કંકાસ થવાથી સ્ત્રીઓ કામણુ ટુમણુ, અને દોરા ચીઠ્ઠી વાસ્તે ઢોંગી પુરૂષો પાસે જાય છે; અને તેના ભરમાવ્યા પ્રમાણે ભ્રમિત થાયછે. જેથી શૂળો પેદા થાય છે, વેહેમ વધે છે; અને હાંનીઓ હિમ્મતવાન થઇ ઉભી રહેછે. વગેરે બાળલગ્નથી ઘણા ગેર ફાયદા થાય છે. પણુ આ લઘુ ગ્રંથમાં તે ગણી બતાવવા અને તેનાં પરિણામ દર્શાવવાં અશકય. જેથી ઉપર ઉપરથી ટુંકામાં સાર લીધો છે. એ બાળલગ્નથીજ સ્ત્રીઓ કેટલીક બાબતમાં બિચારીઓ દુઃખ ભોગવે છે. એ કેટલું બધું દીલગીરી ભરેલું અને ખેદ કારક છે. તે વિષે વિચાર કરવાની વાંચનાર-ને વિનંતિ કરૂં છઉં.

આ પુસ્તકમાં સ્ત્રીઓને ઉપયોગી થાય તેવા વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ પુસ્તકના મારે ત્રણુ ભાગ કરવાના છે. તેમાંનો આ પેહેલો ભાગ બહાર પાડયો છે. અને મદદ મળશે તો આ પુસ્તકના બીજા બે ભાગ પણુ યોગ્ય વખતે બહાર પાડીશ. થોડી કિમ્મત રખાય, અને

# સ્ત્રી નીતિ બોધક.



## ભાગ ૧ લો.



### પરમેશ્વર પ્રાર્થના.

(જે જે જગ સ્વામીરે એ ઢાળ.)

જગદીશ દયાળુ દેવ, નમું તને હેતેરે;
કરૂં પિતા તમારી સેવ; નમું તને હેતેરે. ૧
સુખ કર્ત્તા છો જગદીશ, નમું તને હેતેરે;
બહુ આપ કૃપાળુ ઇશ; નમું તને હેતેરે. ૨
તું સૃષ્ટી સરજનહાર, નમું તને હેતેરે;
તું નોધારાં આધાર; નમું તને હેતેરે. ૩
અવિનાશી દયાળુ નાથ, નમું તને હેતેરે;
જોડું તુજને પ્રીતે હાથ; નમું તને હેતેરે. ૪
જય ભૂધર જય જગનાથ, નમું તને હેતેરે;
જય જગ્ત તણા પિતુ માત; નમું તને હેતેરે. ૫
ભૂ મંડળના રચનાર, નમું તને હેતેરે;
એક તુંજ દીસેછે સાર; નમું તને હેતેરે. ૬
દેશ હિત દયાળું કરાવ, નમું તને હેતેરે;
જેથી ઉપજે આનંદ ભાવ; નમું તને હેતેરે. ૭
આપે બુદ્ધિ કાવ્યની એમ નમું તને હેતેરે;
મુખે શુભ વદાયે જેમ; નમું તને હેતેરે. ૮
અંતરજામી છો બહુ નામ, નમું તને હેતેરે;

તારી લીલાને સુંદર કામ; નમું તને હેતેરે. ૯
તોડ મારા જે જૂઠા ફંદ, નમું તને હેતેરે;
વદે વિનંતિ રાયચંદ; નમું તને હેતેરે. ૧૦-૧

## ગરબી ૨ જી.

### પરમેશ્વરને ભજવા વિશે.

વરરે વિઠ્ઠલ કન્યા રાધિકા એ રાગ.

સાંભળ નારી સુલક્ષણી, શીખ મારી આ ઠીક;
કાળતણો ભય લેખીને, રાખ ઈશ્વરની બીક. સાંભળ. ૧
ભાવે કરી ભજજે પ્રભુ, એ તો સરજનહાર,
દેવ દયાળુ જાણજે, એની કળા છે અપાર. સાંભળ. ૨
ભજવો ઘટે તેને અરે, જે છે માતને તાત;
ખલકતણો રચનાર એ, જે છે વિશ્વ વિખ્યાત. સાંભળ. ૩
અવિનાશી ઉપમા અધિક, જેના રૂડા છે નીમ;
જગદીશ સુખકર્તા વડો, જેનાં કૃત્યો અસીમ. સાંભળ. ૪
દુઃખ વિદારણ દેવતા, ભજવો તેને તો નિત્ય;
દામ ન લેશે કોઈએ, માટે કર એથી પ્રીત. સાંભળ. ૫
મારે છે જે તો ગર્વને, જેના મોટા ઉપકાર;
તેનેજ શાણી સ્નેહથી, ભજજે ડાહી તું નાર. સાંભળ. ૬
ચંદ્ર અને સૂરજ વળી, તારા મંડળ જેહ;
પૃથ્વી અને ગૃહ સર્વેનો, કરનારો છે એહ. સાંભળ. ૭
કેમ ન ભજીએ તેહને, એ તો છે મુરખાઇ;
ભજતાં મોક્ષ મળે ખરે, નથી ખોટું એ બાઇ. સાંભળ. ૮
કાળ હરે છે સર્વને, કાંતો સ્વર્ગ કાં નર્ક;
રાજાધિરાજ ગયા અરે, થયા એહ તો ગર્ક. સાંભળ. ૯
હેતે હરી સમરો અને, તજો જૂઠા જે ફંદ;

તો તો રીઝે જગબાપ ઓ, વાણી વદે રાયચંદ. સાંભળ. ૧૦-

## ગરબી ૨ જી.

### પરમેશ્વરની લીલા વિશે.

રાગ ધોળ.

નીતિમાં ધ્યાન ધરો તમે, એથી વરતો હમેશ;
સુકૃત સરવે આદરો, એથી રીઝે જગેશ. નીતિ. ૧
સદ્‌ગુણ શીખો સ્નેહથી, કાઢો ગર્વ અગુણ;
એથી ન ઈશતો રીઝશે, માટે ધારો સુગુણ. નીતિ. ૨
સત્યથી સાદી કરો તમે, કાઢો કુડ અસત્ય;
ભ્રાત પિતા પર પુરૂષને, ગણો રાખી સુમત્ય. નીતિ. ૩
સુંદર બાગ જુઓ રૂડા, કેવા પર્વત બે'ન;
કેવી ચીજો ઈશે રચી. દીધું સુખ ને ચેન. નીતિ. ૪
દરિયા રચ્યા ભારે ભરી, નદી મોટી જોનાર,
ધન્ય ધન્ય ધન્ય ધન્યછે, ધંન ધંન વિશ્વાધાર. નીતિ. ૫
વિવિધ રચના એણે ધરી, એ પણ આપણ કાજ;
ઝાડ વનસ્પતિ સર્વ એ, કરનારો જગરાજ. નીતિ. ૬
પક્ષી અને સહુ પ્રાણીઓ, જોઈ રાજી હું થાઉં,
એવા પ્રભુની ઉપરે, બલીહારી હું જાઉં. નીતિ. ૭
તેને ભજો સહૂ પ્રેમથી, એથી સુખ મળેજ;
મારીતો એવી વીનતી, એથી દુઃખ ટળેજ. નીતિ. ૮
માટે ભજો ભગવાનને, તો તો ધન્ય અવતાર.
સુકૃત બીજ રોપાવશો, એથી છેવટે સાર. નીતિ. ૯
સજ્જની શીખ આ માહરી, ધારી ધીર ઉમંગ;
માનીશતો સુખી તું થશે, કરજે નીતિનો સંગ. નીતિ ૧૦-૩

## ગરબી ૪ થી.

### ક્ષણભંગુર દેહ વિષે.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાગ.

ક્ષણ ભંગુર જાણીને તું તો દેહને,
ભજજે ભાવ ધરી ભગવાનજો;
નથી ભરોંસો પળનો એમજ જાણજે,
માટે કરજે માં તોફાન જો. ક્ષણ ભંગુર૦૧

રાજા રાણા ને પંડિત શાણા હતા,
ચાલી નીકળ્યા મૂકીને ઘરબારજો;
મૂરખ કે ડાહ્યો અમર દીઠો નહીં,
માટે કરજે ઊર વિષે વિચારજો. ક્ષણ ભંગુર૦૨

મોતની પાસે નારી ન કાંઇ ચાલશે,
નહિ ખમનારૂં દિવસ કે એક રાતજો;
અવધ વિત્યેથી જાવું બેની એકલું,
સાથે ન મળે કોઈ તણો સંધાથજો. ક્ષણ ભંગુર૦૩

સુકૃત થાયે કરજો તેતો હાથથી,
પાછળ થાશે સર્વે તેતો ફોકજો;
ડાટચા રે'શે પૈસા પ્યારા ભોંયમાં,
થાશે પછીથી શાણી બહુ બહુ શોકજો. ક્ષણ ભંગુર૦૪

મે'લ હતા જેના શોભીતા ને રૂડા,
નહિ વેઠે તડકો કંઈ ટાઢજો;
તે પણ એકસમે ચાલીને નાશિયો,
તૂટ્યું આવરદા કેરૂં એ ઝાડજો. ક્ષણ ભંગુર૦૫

ક્ષણમાં જાનારો છે ડાહી પ્રાણીઓ,
કેમ ભરોંસો કરીયે તેનો આપજો;

નાણામાં ઝાઝાં શું રહિએ મોહીને,
ભજીએ કેમ નહીં જગ બાપજો. ક્ષણ ભંગુર૦૬
કેવળ પૈસામાં નહીં ચિત્તજ જોડવું,
તેમ ન કરવો ઝાઝો કો દી લોભજો;
સંસારી મુસાફરીમાં ફરીને જવું,
નહીં કરનારો એનો કોઇ થોભજો. ક્ષણ ભંગુર૦૭
દૈવ ગતી ડાહી ન કળાએ કોઈથી,
માટે કર સુકૃત્ય હમેશ જો;
રાય વણિક એમ વિનવે તુજને ભાવથી,
તો શાણી હું જાણું તુજને બેશ જો. ક્ષણ ભંગુર૮-૪

---

## गरबी ९ मी.

### શાણી માતાએ પુત્રીને દીધેલી શીખામણ.

રાગ ઉપર પ્રમાણે.

સાંભળ શાણી પુત્રી! શીખ આ માહરી
હીતકારી સારીછે તારી તેહ જો;
શાણી છો પણ દઉંછું શુદ્ધ પ્રબોધને,
હૈયે દીકરી રાખી લેજે એહજો. સાંભળ. ૧
સંપીને સાસરીયે રે'જે સર્વથી,
કરજે નહિ તું કોથી બે'ન કુસંપજો;
દુઃખનું મૂળ કુસંપને ડાહી જાણજે,
એથી ન હોશે કોદી કોને જંપજો. સાંભળ. ૨
વર્ત્તિને વિવેકે વિનય ચલાવજે,
કદી કરીશ નહીં કુડો તું તો ક્રોધ જો;
ક્રોધ થકી ઘટશે બહુ બે'ની આબરૂ,

કરજે નીતિ કેરો શાણી શોધજો. સાંભળ. ૩
વળી મળી પિયુ સાથે પુત્રી તું વર્તજે,
વખત નકામો નહિ તું દઈશજો;
આળસને અજ્ઞાની જનને છાંડજો,
ઘરતણી વાત ન કોને તુંતો કહિશજો. સાંભળ ૪
સીતા ને દમયંતી શાણી જે હતી,
વળી અનુસુયા ગુણવાનજો;
તેનાં લક્ષણ વેગે કરીને વાંચજો,
રાખી લેજે સર્વે રીતનું ભાનજો. સાંભળ. ૫
ખડ ખડ હસજે નહિ તું ડાહી દીકરી,
મર્યાદા વણ જાણું હુંતો ધિકકજો;
ચાલ કુચાલે કો દી તું ચાલીશ નૈ,
થાજે ત્યાંતો ડાહીને તું ઠીકજો. સાંભળ. ૬
વાક્ય કઠણ નહીં બોલીશ તું તો કોઇથી,
કદી જઇશ ન ઝાઝું હે! પરઘેરજો;
દેરાણી, જેઠાણી, બે'ન સમાન છે,
નહીં રાખોશ તેનાથી કાંઈ વેરજો. સાંભળ. ૬
સાસુ, સસરો કે'તે વેગે માનજે,
કરજે સેવા તેની તુંતો બેશજો;
જેઠની દેરની સાથે વર્ત્તી ઠીક તુ,
વિરોધ ન કીજિયે કોથી ડાહી લેશજો. સાંભળ ૮
વાંચ્યાનું તો કામ હમેશાં રાખજે,
પતીવૃતાનો પાળી પુત્રી ધર્મજો;
વર્ત્યાની રીતિ વેગે તું સાચવી,
સમજી લેજે ખોટો સાચો ભર્મજો. સાંભળ. ૧

માતુનો આ બોધ વિચારી ઉરમાં,
પાળી લેજે પ્યારી મારી તેહજો;
રાયચંદ વણિકની એવી વીનતી,
ડાહી શાણી એવી ગણવી તેહજો. સાંભળ. ૧૦-૫

## ગરબી ૬ ઠી.

### વખત નકામો નહીં ગાળવા વિષે.

(હરિ ભજન વિના, દુઃખ દરિયા સંસારનો પાર ન આવે.)
વખત નકામો કોદી ગુમાવો નહિ એ મારી વીનતી,
મળે નહીં પાછો જનારો એ ખરચો જો દામો અતી. ૧
મળો નહીં પાછો એ પોતે, ભલે દીપક લઇને તું ગોતે;
નહીં મળે ચંદ્ર કેરી જ્યોતે. વખત૦ ૨
નહીં પળ નકામી જવાદ્યો, સારો ઉપયોગજ થાવાદ્યો;
શુભ કામ કરીને લ્હાવો લ્યો. વખત૦ ૩
વખત અમૂલ્યો જાણી લીધો, ઉપયોગ કરો તેનોજ સીધો;
અમસ્થી કુથલી જવાદ્યો. વખત૦ ૪
રે! વાંચો સુગ્રંથો સારા, રાખી તેના નિત્યે ધારા;
કરો કામો સારાં બહુ પ્યારાં. વખત૦ ૫
કરી લેજો સુકૃત નવરાશે. વળી ભર્ત ભરો બહુ ઉલાસે
વાંચ્યાથી વે'મો બહુ નાસે. વખત૦ ૬
નહિ ગપ્પે વખત ગુમાવીદ્યો, નહિ કુથલીમાં ખોવરાવીદ્યો;
એનો ઉપયોગ કરાવી લ્યો. વખત૦ ૭
વધે સુધારા તે યોજો, કાઢી કુધારાનો બોજો;
વળી મેલ અજ્ઞાનીનો ધોજો. વખત૦ ૮
સજ્જની સુબોધો સારા લે, હમેશ ડાહીયે સુધરી લે;
તેવી થાવા બીજીને કે'. વખત૦ ૯

વળી વખત નકામો જાવાથી, આવરદા ઓછો થાવાથી;
શું ફાયદો કે' એ ન્હાવાથી. વખત૦ ૧૦
રાયચંદની એ વીનતી, વખત બચાવી સુધારો મતી;
બનીને ખંતી થાઓજ સતી. વખત૦ ૧૧-૬

## ગરબી ૭ મી.

### ઉદ્યમ વિષે.

ઉદ્યમ શું ન કરી શકે?

જોબનિયાનો ચટકો રે દા'ડા ચારનો એ રાગ.

શાણી શુણુ તું ઉદ્યમ કેરી વાતડી,
કરૂં પ્રસંશા જેની હું બહુ આજજો;
કોવિદને કવિજંન વખાણે જેહને,
જેથી થાયે મોટાં મોટાં કાજજો. શાણી૦ ૧
સે'લાં સર્વે કામો એથી થાયછે,
એથી સર્વે જાણો મોટાં સુખજો;
બેઠાં રે'વાથી નથી કાંઈ ફાયદો,
શું એના કહું ગુણો હુંતો મુખજો. શાણી૦ ૨
ઉદ્યમનો કરનારો ભૂખે નૈં મરે,
ઉદ્યમથી તો સુધરે ડાહી કાજજો;
ઉદ્યમ કરતાં શું નહીં પામે માનવી?
કે' પ્રત્યુત્તર તેનો તુંતો આજજો. શાણી૦ ૩
સ્નેહે ઉદ્યમ આદરે જે કો માનવી,
આણીને ઉરમાંહી વિચારજો,
તો તે જાણો પગલે સુખને આવિયો,
ઉદ્યમે ચડતો જાય અપારજો. શાણી૦ ૪
મંડ્યા રહિને આદરશે ઉદ્યમ જે,

કરશે ઈશ્વર તેને ઘટતી સાહ્ય જો;
રાયચંદ વણિકની એવી વિનતિ,
સર્વે સિદ્ધિ કામોએથી થાયજો. શાણી૦ ૫

## ગરબી ૮ મી.

### ઉદ્યમથી થયેલાં કામો વિષે.

સખી પડવેના પડિયા પંથ, નાથજી નાવ્યારે એ રાગ.

અહો! ઉદ્યમથી સહુ થાય, શાણી સુણજેરે;
વડાં એથી સુખ પમાય; ઉદ્યમ કરજેરે. ૧
આગ ગાડી અને વળી તાર, એથી આવ્યારે;
એથી વધી પડયા વેપાર, જન મન ભાવ્યારે. ૨
એથી નિપજે મોટાં કામ, શું કહું ઝાઝુંરે;
સુખી દીશે ઉદ્યમી નામ, તેને હું બાઝુંરે. ૩
હોય દાણા ઘંટીની પાસ, દળવા માટેરે;
જો દળિયે તો પુરે આશ, ઘડતાં ખાશેરે. ૪
નહિં તો દાણા છત્તા હોય કદાપી ઘરમાંરે;
નહીં પેસવા કેરા તોય, તે ઉદરમાંરે. ૫
જો કરે ઉદ્યમનો ખાય, નહિતો એસેરે;
તે ભુખેથી મરી જાય, દુર્બળ વેશેરે. ૬
ફળ મે'નત કેરૂં હોય, કે'વત કે'છેરે;
તે વિચારીને જોય, ખરૂં દીસે છે રે. ૭
એમ ઉદ્યમના પરતાપ, વિશ્વ વખાણેરે;
માટે એ ગણું સુખનો બાપ; સંશે ન આણેરે. ૮
ઉદ્યમી સુખી અપાર, દીઠા નજરે રે;
રાયચંદ ગણી જે સાર, ઉદ્યમ કરજેરે. ૯--૮

# ભાગ બીજો.

## વિદ્યા અને કેળવણી સંબંધી.

### ગરબી ૯ મી.

### વિદ્યા વિષે.

ગાઉં સોનાનું છે એકું રે, છેલ છબીલા છોગાળા;
સુણ હૈંતથી નારી રે, વિદ્યામાં છે ગુણ બહુ.
છે વિનતિ આ હિતકારી રે, વિદ્યામાં છે ગુણ બહુ. ૧
વિદ્યા છે સુખરૂપ સારી રે, વિદ્યામાં છે ગુણ બહુ;
એ દિવ્ય ચક્ષુ દેનારી રે, વિદ્યામાં છે ગુણ બહુ. ૨
માટે લાગેછે પ્યારી રે, વિદ્યામાં છે ગુણ બહુ;
એને પંડીતે તો ધારી રે, વિદ્યામાં છે ગુણ બહુ. ૩
તેને ભાવે ભણજે નારી રે, વિદ્યામાં છે ગુણ બહુ;
એથી માન મળેછે ભારી રે, વિદ્યામાં છે ગુણ બહુ, ૪
એ મિત્ર ગણીજે નારી રે, વિદ્યામાં છે ગુણ બહુ;
વાવે ફળ હિતકારી રે, વિદ્યામાં છે ગુણ બહુ. ૫
કોને લાગે તેતો ખારી રે? વિદ્યામાં છે ગુણ બહુ;
ભણશે તે થાશે સારી રે, વિદ્યામાં છે ગુણ બહુ. ૬
એ હિત કેરી નિશાની રે, વિદ્યામાં છે ગુણ બહુ,
એને લેજે તું પિછાની રે, વિદ્યામાં છે ગુણ બહુ. ૭
એ સદ્ધારો દેનારી રે, વિદ્યામાં છે ગુણ બહુ,
અવગુણ ગણજો નહિ નારી રે, વિદ્યામાં છે ગુણ બહુ. ૮
આગળ થયા બુધો ઝાઝા રે, વિદ્યામાં છે ગુણ બહુ;
જે હતા વિદ્યાથી તાજા રે, વિદ્યામાં છે ગુણ બહુ. ૯
સન્માન કર્યા હતાં રાયે રે, વિદ્યામાં છે ગુણ બહુ

એમ કારજ સિદ્ધિ થાયરે, વિદ્યામાં છે ગુણ બહુ. ૧૦
આ રાયચંદ ઉચ્ચારેરે, વિદ્યામાં છે ગુણ બહુ,
પામર જનતો નહિ ધારેરે, વિદ્યામાં છે ગુણ બહુ. ૧૧

## ગરબી ૧૦ મી.

### કેળવણીના ફાયદા.

હરિ ભજનવિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે, એ રાગ.

હે! કેળવણી તારામાં મેં દીઠા બહુ બહુ ફાયદા,
તું તો રોજ પળાવે નીતિથી પરમેશના કાયદા. ૧
ધન્ય વારમવાર તનેજ કહૂં, વળી શાબાશી સારીજ દઊં;
નીતિ તારાથી ઠીક લહું. હે! કેળવણી૦ ૨
તું તો દેવી દીસે મુજને. વંદન કરૂં હેતેથી તુજને;
પાડી તેં તો સારી સુજને. હે! કેળવણી૦ ૩
બહુ અક્કલ તેં તો દોડાવી. હિમતની ગાડી જોડાવી,
મારે મન ભારે તું ભાવી. હે! કેળવણી૦ ૪
તેં હુન્નર નવિન બહુ શોધાવ્યા, બહુ સાર સુબોધો બોધાવ્યા;
તેં અમૃત વૃક્ષો બહુ વાવ્યાં. હે! કેળવણી૦ ૫
તું આવી દેવ તણી દીકરી. ત્યાં લક્ષ્મી થઇ બેઠી કીંકરી;
તોડી તેં તો આળસ ઠીકરી. હે! કેળવણી૦ ૬
તેં વેહેમ વિશેષે ખંડાવ્યા, નીતિના ધારા મંડાવ્યા;
અનીતિના નોકર રખડાવ્યા. હે! કેળવણી૦ ૭
તેં નાશ કર્યો જૂઠો આંટો, નાખી અમૃત કેરો છાંટો;
કીધાં દુઃખો દાળો વાંટો. હે! કેળવણી૦ ૮
તેં ન્યાયથી રાજ ચલાવ્યુંછે, આળસને બહુ બીવરાવ્યુંછે;
તેં સત્ય વિશેષ બતાવ્યુંછે, હે! કેળવણી૦ ૯
તેં ગાડી તાર શોભાવ્યાછે, એ તારી મદદથી આવ્યાછે;

રૈયતને મન જે ભાવ્યાછે, હે! કેળવણી૦ ૧૦
તેં ઠાઠ રચ્યોછે બહુ સારો, તેં સુધાર્યો સહુ જન્મારો;
ભૂલીશ નહીં તારા ઉપકારો. હે! કેળવણી૦ ૧૧
તેં વિધ વિધ વાત બતાવીછે, તું વિનય થકી બહુ ભાવીછે;
તેં ઠીક બજાર શોભાવીછે. હે! કેળવણી૦ ૧૨
ઉંચી પદ્દીને તું પામી છે, તુજ આબરૂ સારી જામી છે;
જ્યાં અનીતિ કેરી ખામીછે, હે! કેળવણી૦ ૧૩
તેં રંક બનાવ્યા શેઠ બહુ, તે તારી હું બા'દુરી કહૂં;
સુધર્યા જેથી શઠ જન સહુ. હે! કેળવણી૦ ૧૪
અનીતિને કરી દીધી અળગી, નીતિ તારાથી રહી વળગી;
બહુ વે'મની વાતો ગઈ સળગી. હે! કેળવણી૦ ૧૫
તેં ડા'પણ બહુજ ચલાવ્યું છે, સુંદર ફળ સારૂં વાવ્યુંછે;
એવું પંડિતે કા'વ્યું છે, હે! કેળવણી૦ ૧૬
તું સુધારનાર હિસેછ સતી, તું દેવી શોભાળી દીસતી;
બહુ કિમ્મતી જાણું તારી ગતી, હે! કેળવણી૦ ૧૭
તેં સુખ સાધન બહુ દર્શાવ્યાં જે કળા હુનરો બહુ લાવ્યાં;
સુખ દાયક પરિણામો આવ્યાં હે! કેળવણી૦ ૧૮
આ રાયચંદની એ વિનતિ, દેજે સહુને સારી તું મતી;
દેખાડીને સારી જુગતી. હે! કેળવણી૦ ૧૯-૨૦

---

## गरबी ११ मी.

### કેળવણી વિષે.

અંતકાળે સગું નહિ કોઈનુંરે એ રાગ.

કહું વાત કેળવણીની સુણોરે, એનાં ફળ રૂડાં સુખરૂપ; કહું૦
એજ સુખ સાગર સહુ જાણજોરે, એજ અમી તણો છે કુપ૦ કહું. ૧
નથી સાર તેના વિના કશોરે, ઊર વિચારી જોજો એજ; કહું૦

ફળ સારાં જેનાં બહુ નીપજેરે, ખરી કેળવણી કહું તેજ. કહું૦ ૨
કદી ભણ્યો હશે કોઈ વેદિયોરે, વિના કેળવણી નહિ સાર, કહું
પઢી પોપટ ગ્યો હોય પાધરોરે, રામનામ તણો ન વિચાર. કહું૦ ૩
ભણ્યે પોપટિયું શું ફાયદોરે,પણ કેળવણી સુખકાર; કહું૦
કરે વાંચી વિચાર જે જે નવોરે, વળી શોધી લે સારો સાર કહું૦૪
તન સાથે કેળવણી મંનનીરે, મન સાથે કેળવણી તંન; કહું૦
તોજ લીધી કેળવણી કામનીરે, વાહ! વાહ! તેને કહું ધન્ય. કહું૦ ૫
રાયચંદ વણિકની વિનતિરે, તોજ ખરી કેળવણી નામ. કહું૦
તોજ લીધે છે મોટો ફાયદોરે, એજ કેળવણીનું કામ. ૬.-૧૧

---

## ગરબી ૧૨ મી.

### અભણ સ્ત્રીને ધિક્કાર.

{ પ્રેમની પ્રેમની પ્રેમનીરે<br>મને લાગી કટારી પ્રેમની } એ રાગ.

ધિઃકછે ધિઃકછે ધિઃકછેરે, બહુ અભણ નારીને ધિઃકછે;
ભણ્યાવિના અઠીકછેરે, બહુ અભણ નારીને ધિઃક છે.
ભણ્યા વિના છે પશુ સમાનીક, ભણ્યાથી સુખ અધિકછેરે. બહુ૦૧
જીવતર ભણ્યા વિનાનું એળે, માટે ભણ્યાની શીખછેરે. બહુ૦૨
ભણ્યાવિના નહીં સુખલગારે; વળી ભણ્યાથી ઠીકછેરે. બહુ૦૩
વે'મી વદેછે નારી ભણ્યાથી, બગડી જવાની બીકછેરે. બહુ૦૪
પણ અભણ તે ઢોર ગણીજે, ઉંધી બુદ્ધિ અઠીકછેરે. બહુ૦૬૫
કુડું કરમ વિદ્યા અટકાવે, માટે ભણવું ઘટીતછેરે. બહુ૦૭
સજ્જનમાં અવખાણો પામે, લક્ષણ બહુ અઠીકછેરે. બહુ૦૮
હિત ઈચ્છેજો તારૂં પોતાનું, વિદ્યા ગુણો અધિકછેરે. બહુ૦૯
માટે ભણીલે ભાવથી મુરખી, નહિંતો તુજને ધિઃકછેરે. બહુ૦૧૦
ભણ્યા થકી બહુ ગ્રંથ વાંચીને' સાર લેવો ઘટીત છેરે, બહુ૦૧૧

શામચંદ હેતે કે'છે તુજને, અભણતાથી ધિઃકછેરે. બહુ૦ ૧૨
માની કહેલું મારૂ પ્રીતે, ભણતર સદ્‌ગુણ નિકછેરે, બહુ૦ ૧૩

## ગરબી ૧૨ મી.

### સુગ્રંથ વાંચવા વીશે.

અંતકાળે સગું નહિ કોઇનુંરે એ રાગ.

જ્ઞાન વાંચ્યાથી સારૂં આવશેરે, એજ સુગંથનો મહીમાય; જ્ઞાન. ૧
બહુ નીતિ વાળી વાતો વદેરે, વળી આપેતે સારો બોધ; જ્ઞાન.
હિતકારી પ્રબોધો બોધશેરે, એથી જાણો નીતિનો શોધ જ્ઞાન. ૨
હમેશ વખત બચાવવોરે, કરો તેનો સારો ઉપયોગ; જ્ઞાન.
સુગ્રંથ વાંચીને સાર જોણવોરે, એમ મેળવજો એ'ન યોગ. જ્ઞાન. ૩
લખી ગયા પંડીતો આપણારે, શીખ કારણ સારાગ્રંથ; જ્ઞાન.
તેને વાંચી વેગે વિચારજોરે; જેથી મળશે સારો બહુ પંથ, જ્ઞાન. ૪
મૂરખ ભણેલો નીપજેરે, જો તેથી ન ગ્રંથ વંચાય; જ્ઞાન.
પછી જ્ઞાન બધું કટાઇનેરે, સેજે ઊંધી વિદ્યા વપરાય. જ્ઞાન. ૫
ભણ્યું પછી તે કેવા કામનું, જેનો થાય ઉંધો ઉપયોગ; જ્ઞાન.
ભણ્યો બેઠો હોશે પોપટીયુંરે, એતો દેખા દેખી સાથ બોગ. જ્ઞાન. ૬
ભણ્યા તેજ આવેછે કામમાંરે, એજ સુગ્રંથ કેરૂં કામ; જ્ઞાન,
વિના વાંચ્યા થકી નથી ફાયદારે, નહીં કેળવણી તો નામ. જ્ઞાન. ૭
અમરત તણો કુપ એ ગણોરે, દિસે શોક તણો હરનાર; જ્ઞાન.
ધૈર્ય આપે અનીશે દુઃખમાંરે એજ સુગ્રંથ સુખ કરનાર. જ્ઞાન. ૮
વિવેક વધારે અંગમાંરે, આવે નીતિ તણોતો રંગ; જ્ઞાન.
પછી વાંચ્યા તણા ગુણો વડારે, કરી દેશે અનીતિ ભંગ. જ્ઞાન. ૯
સંગ પ્રમાણે રંગ સૌને ચડેરે, એજ કે'વત સાચી જાણ; જ્ઞાન.
સુગ્રંથો વાંચ્યાથી સુધરેરે, દૃષ્ટાંત દેખીતું જાણ. જ્ઞાન. ૧૦

દેખાડી દેશે નાર ફાયદારે; માટે હેતે તેને તુંવંદ, જ્ઞાન.
જીવતર સાર્થક તું જાણુજેરે. વિનવેછે વદી રાયચંદ. જ્ઞાન. ૧૧

## ગરબી ૧૪ ી.

### જ્ઞાન વધારવા વીષે.

વરરે વિઠ્ઠલ કન્યા રાધિકા એ રાગ.

જ્ઞાન લહો શાણી થઈ, કરો સફળ અવતાર;
ધિઃક્કારી અજ્ઞાનને, રાખો જ્ઞાનથી પ્યાર. જ્ઞાન. ૧
ભાવે ભણો વિદ્યા ભલી, વાંચો પુસ્તક સાર;
નીતિ વધે બહુ દીલમાં, ઉપજે શુભ વિચાર. જ્ઞાન. ૨
અજ્ઞાને દોષ વિશેષ છે. નહી સમજિએ સાર;
જ્ઞાન ગમ્મત મળે નહી, નહી વધશે કાર. જ્ઞાન. ૩
ઉંધી બુદ્ધિ અજ્ઞાનથી, સવળી જ્ઞાને હોય;
અજ્ઞાને ફળ ઉલટાં, સુલટાં જ્ઞાને કોય. જ્ઞાન. ૪
જ્ઞાન થકી બહુ હિત છે, મળે સમજણુ ઠીક;
આ સારૂં નરસું દિસે, એતો હોય અહીક. જ્ઞાન. ૫
ખબર પડેછે જૂઠની, તેમજ સત્યની નાર;
માટે ભણીને નેહથી, લહો જ્ઞાન વિચાર. જ્ઞાન. ૬
ભણ્યાથી સુગ્રંથ વાંચશો, તેથી વધશે જ્ઞાન;
જ્ઞાન વધ્યે જાશે બહુ, ઉર કેરૂં અજ્ઞાન. જ્ઞાન. ૭
સાસુની સાથ હળી મળી, રે'વા કેરી જે પ્રીત;
સ્વામીની સાથે વર્ત્તવા, તેની દેખાડે રીત. જ્ઞાન. ૮
કાઢી કાયરતા મનની, વે'મ નાંખશે દુર;
અજ્ઞાને ઉલટાં વધે, નહિં થાય ચકચુર. જ્ઞાન. ૯
સતી થવાનું ઈચ્છજો, તો તો લેજો જ્ઞાન;

અજ્ઞાન કાઢી નાંખજો, એથી ઘણુ નુકશાન. જ્ઞાન. ૧૦
સુનીતિ સારીને કારણે, લેજે બુદ્ધિ પવિત્ર;
અજ્ઞાન ઉંધુ વાળવા, વાંચ વાંચ સુમિત્ર, જ્ઞાન. ૧૧
"રાય" ની વિનતિ સાંભળી, કરો ઉર વિચાર;
તો તો મળે સુખ સર્વદા, રીઝે જગદાધાર. જ્ઞાન. ૧૨-૧૪

## ગરબી ૧૯ મી.

### સારી શીખ સુણવા વિષે.

રંગ તાળિ રંગ તાળી રંગ તાળીરે, રંગમાં રંગ તાળી એ રાગ.
શીખ સારિ શીખ સારિ શીખ સારીરે સુણજો શીખ સારી. ૧
જે કહે પંડિત વિસ્તારીરે. સુણજો શીખ સારી. ૨
તેને લેજો ઉરે વિચારીરે; સુણજો શીખ સારી. ૩
એથી ગુણો જાણીને ભારીરે; સુણજો શીખ સારી. ૪
માટે બોધ ધરી જે નારીરે; સુણજો શીખ સારી. ૫
આંહે સદ્બોધ તો અપારીરે; સુણજો શીખ સારી. ૬
શીખ સુણે સુધરશો નારીરે; સુણજો શીખ સારી. ૭
એથી નીતિ વધે અપારીરે; સુણજો શીખ સારી. ૮
અનીતિ ન રે'શે લગારીરે સુણજો શીખ સારી. ૯
ગયા કવિ ગ્રંથે ઉચ્ચારીરે; સુણજો શીખ સારી. ૧૦
તેને ધ્યાને લહોને ધારીરે; સુણજો શીખ સારી ૧૧
થશો વિદ્વાનના ઉપકારીરે; સુણજો શીખ સારી. ૧૨
જશે બુદ્ધિ બધી નઠારી; સુણજો શીખ સારી. ૧૩
પ્રેમે શીખ કરીજે પ્યારીરે; સુણજો શીખ સારી. ૧૪
એથી વધવાની છે હુશિયારીરે; સુણજો શીખ સારી. ૧૫
થાશો સુધરીને સારી નારીરે; સુણજો શીખ સારી. ૧૬
નહીં શીખને ગણવી ખારીરે; સુણજો શીખ સારી. ૧૭

નહીં સાંભળે મુરખાં નારીરે; સુણજો શીખ સારી. ૧૮
એના ફળો બહુ હીતકારીરે; સુણજો શીખ સારી. ૧૯
કહે "રાય" વણિક વિચારીરે; સુણજો શીખ સારી.૨૦-૧૫



# ભાગ ૩ જો.

## ગરબી ૧૬ મી.

### સુધરવા વિષે.

"મામેરૂં મોંઘા મુલનું" એ રાગ.

સુણ સજ્જન વાત વિવેકની;
ખંત ધારી વિશેષે અંગ. સુધરજો સ્નેહથી. ૧
સુધરી સુધારજો બીજાને;
જેવો હોય તારે સંગ. સુધરજો સ્નેહથી. ૨
સુંદર સુધારો ગૃહી કરી;
બહુ લાવજો ઉરમાં હર્ષ. સુધરજો સ્નેહથી. ૩
હંમેશ હૈયેથી ઇચ્છજો;
સદ્ધારા—ઉત્કર્ષ. સુધરજો સ્નેહથી. ૪
સંપીને સાથે નારીઓ;
ભરો વનિતા કેરો જ સમાજ. સુધરજો સ્નેહથી. ૫
વાતો કરો સુધર્યા તણી;
વળી કરજો સુધારા કાજ. સુધરજો સ્નેહથી. ૬
દુષ્ટ ધારા નડયા દેશને;
જેથી પડતી થઇ છે બે'ન. સુધરજો સ્નેહથી. ૭
જેથી કુસંપ વધી ગયો;
હરી લીધું સુખને ચેન. સુધરજો સ્નેહથી. ૮

માટે સુધારો બહુ કરો;
સુખી થાશોજ નાર. સુધરજો સ્નેહથી. ૯
માનીને "રાય" તણું કહ્યું;
સુંદરી લેજો તું સાર. સુધરજો સ્નેહથી.૧૦-૧૬

## ગરબી ૧૭ મી.

### સદ્ગુણ સજવા વિષે.

કાન આવો તો શીખવું ચાતુરી રે લોલ એ રાગ.

સુણ સજની વિચારી એક વિનતિરે લોલ;
લઇ ધ્યાનમાં ધરો સદ્ગુણ અતિરે લોલ. ૧
હિતકારી ગણી આ બોધને રે લોલ;
કરી સેજ ડાહી નીતિ શોધનેરે લોલ. ૨
સદ્ગુણો સારા ગૃહી રાખજેરે લોલ;
મિષ્ટ વાણી મુખેથી ભાખજેરે લોલ. ૩
હમેશ સુલક્ષણ રાખવાં રે લોલ;
નીતિ કેરા પ્યાલા શુભ ચાખવારે લોલ. ૪
છે સદ્ગુણ સુખ રૂપી ભલોરે લોલ;
બહુ ભાગ્ય રૂડાં જેહને એ મળ્યો રે લોલ. ૫
એનો કિમ્મત અમૂલ્ય જાણવી રે લોલ;
એની કિમ્મત નહીં પરમાણવી રે લોલ. ૬
એજ મણી પારસ આપ જાણજો રે લોલ;
એને હેતે કરીને વખાણજો રે લોલ. ૭
એજ અમૃતકેરી કોથળી રે લોલ;
એજ ભાગ્યે રૂડાંને છે મળી રે લોલ. ૮
એના શૃંગાર છે બહુ શોભતા રે લોલ;
તેથી સર્વે ઠામે બહુ ઓપતા રે લોલ. ૯

એની પાસે હમેશ સુનીતિ વસે રે લોલ;
બધી અનીતિ નાશીને ખસે રે લોલ. ૧૦
એજ વિવેકનું મૂળછે ભલું રે લોલ;
ભાગ્યે યોગ્યે શાણાને તે મળ્યું રે લોલ. ૧૧
નમ્રતા તો દિસે જેની બેનડી રે લોલ;
કેમ ક્રોધ શકે તેને નડી રે. લોલ. ૧૨
જેને નીતિ સાથે પ્રીતિ છે બહુ રે. લોલ;
તેના ફાયદા કહ્યા કેટલા કહું રે લોલ. ૧૩
અગણીત એનાગમાં ફાયદા રે લોલ;
એથી પળાય પ્રભુના કાયદા રે લોલ. ૧૪
સદ્‌ગુણી વખાણું નારને રે લોલ;
જેહ મળી સદ્‌ગુણના સારને રે લોલ. ૧૫
એજ સતી થવા બહુ ઈચ્છશે રે લોલ;
જેહ ધીરજ નીરને શીંચશે રે લોલ. ૧૬
એના ગુણ અપારો જાણીને રે લોલ;
લાવ ઊર વિષે તું આણીને રે લોલ. ૧૭
પરોપકાર બુદ્ધિ બહુ આવશે રે લોલ;
દયા ધર્મ સહુ સચવાવશે રે લોલ. ૧૮
શાણી સજ્જનીને મન ભાવશે રે લોલ;
એતો એને હિતેથી તેડાવશે રે લોલ. ૧૯
કરે અણુબનાવ એથાજ જો રે લોલ;
કહે "રાય" દુઃખ ગણજે તેહને રે લોલ. ૨૦-૧૭

## ગરબી ૧૮ મી.

### સુનીતિ વધારવા વિષે.

આનું પાવાની પટરાણિ. ભવાની મા કાળકા રે લોલ. એ રાગ.

અહો! કહું નીતિ કેરી વાત, પ્રીતિથી સાંભળો રે લોલ;
બહુ મૂકીને જૂઠ પંચાત. કાઢો મન આમળો રે લોલ. ૧
જે ગર્વ દિસે છે અસાર, અરે! એથી નાસશે રે લોલ;
એમાં દેખું ભારે સાર, તને પણ ભાસશે રે લોલ. ૨
સતીના લક્ષણ થાય, નીતિ જે રાખશે રે લોલ;
સજ્જનમાં વખણાય. પ્રીતે રસ ચાખશે રે લોલ. ૩
જેનું પંડિત કરે સન્માન. વધું શું ઉચ્ચારૂં રે લોલ;
જેથી આવે સારૂં ભાન. અજ્ઞાન થઈને પરૂં રે લોલ. ૪
એથી સુખને શાન્તિ હોય. કહે મોટા કવિ રે લોલ;
એમાં સદ્ગુણ સારા જોય. નથી વાતો નવિ રે લોલ. ૫
એમાં છે જે વર્ણી ગુણ, ગણ્યા ગણાય નહીં રે લોલ;
ગણી લેજ મૂળ સદ્ગુણ. હિત ગણજે મહીં રે લોલ. ૬
એથી વધશે તારો કાર. વિચારી જો ભલે રે લોલ;
એથી લક્ષ્મી દેવી અપાર. કહું છું બહુ મળે રે લોલ. ૭
જન રાખે નહિ જે ઊર. ગણો તે મૂરખો રે લોલ;
એને મળી અનીતિ ક્રૂર. ભારે દીધો ધક્કો રે લોલ. ૮
અનીતિ કેરાં તોફાન, બહુ દુષ્ટ ગણો રે લોલ;
એથી વાધે અજ્ઞાન. માટે નહિ એ ભણો રે લોલ. ૯
રાવણ સરખો મહા રાય, રોળાણો એહથી રે લોલ;
નહીં જેને નીતિ સહાય. ગયો તે દેહથી રે લોલ. ૧૦
નીતિ વગર સંસાર, ભોગવશે બાઈઓ રે લોલ;
તે દુઃખી ગણવી નાર, એની કે ભાઈઓ રે લોલ. ૧૧
ગણીને એ સુખનું મૂળ. કહું પ્યારી કરો રે લોલ;
વળી એનું આખું જોઈએ કુળ. તે પણ સાથે ધરો રે લોલ. ૧૨
એના દીકરા જોઈએ સપૂત. કપૂત ન નીવડયા રે લોલ;
અનીતિ કેરા જોઈએ સુત, એનો કષ્ટે ભર્યા રે લોલ. ૧૩

બહુ કપટીનેજ કુટીલ, અસત્યને સેવતા રે લોલ;
દુઃખ દેતાં ન કરે ઢીલ, નથી ઝટ નાસતા રે લોલ. ૧૪
દીકરી પણ તેની એમ, ભરી વિષથી બહુ રે લોલ;
એથી ઉલટી નીતિ તેમ. અમૃત રૂપી કહું રે લોલ. ૧૫
અનીતિથી વધશે શોક, પછી દુઃખ આવશે રે લોલ;
વળી એહ મૂકાવે પોક. હીણીમતી લાવશે રે લોલ. ૧૬
જગ્ નીતિ રૂપિઆ રોક. એતો અમૂલ્ય છે રે લોલ;
અનીતિ વખાણે કોક, પણ એતો ભૂલ છે રે લોલ. ૧૭
શું વધું કરૂં હું વખાણ? નહીં બુદ્ધિ માહરી રે લોલ;
એતો અમૃત કેરી ખાણ. સર્વેશે ધરી રે લોલ. ૧૮
કરો અનીતિ ઉપર રોષ. સુખી તમો થશો રે લોલ;
જેમાં ગણે અતિશે દોષ. કુસંપતો ધસ્યો રે લોલ. ૧૯
વંદી વદતો રાયચંદ. હું નીતિ દાસ છું રે લોલ;
અનીતિથી જૂઠા ફંદ. કહું એથી નાશ હું રે લોલ. ૨૦-૧૮

## ગરબી ૧૯ મી.

### સત્ય વિષે ગરબી ૧લી.

પ્રથમ પાર્વતીના પુત્રને. હું નમું રે લોલ. એ રાગ.

સુણ સત્ય કેરી વાત, સત્યે સુખ છે રે લોલ;
રાખો બેન અનેભ્રાત. એથી ન દુઃખ છે રે લોલ.. ૧
સત્ય યુગ કહેવાય, જ્યાં સત્ય છે રે લોલ;
કળિ યુગ તો ગણાય, જ્યાં અસત્ છે રે લોલ. ૨
નથી સાચનેજ આંચ, કહું છું ખરૂં રે લોલ;
કે'છે ડાહ્યાજનો પાંચ. તે ધ્યાને ધરૂં રે લોલ. ૩
સદા સત્ય જીતનાર કે, મોટા કવિરે લોલ.
જૂઠ કોણ કે'છે સાર? એ વાતો નવિ રે લોલ. ૪

સત્યમેવ જયતેજ, વાક્ય વેદનું રે લોલ;
આ લાગે છે એજ, સત્ય ભેદનું રે લોલ. ૫
હું છે લાલ કેટલાક, ક્યાં આવિયો રે લોલ;
તેથી અસત્યની હાક, વધી ફાવિયો રે લોલ. ૬
વંદું જેહ જન સત્ય, નમું તેહને રે લોલ;
એની ગણું સુમત્ય, સત્ય પ્રિય જેહને રે લોલ. ૭.—૧૯.

## ગરબી ૨૦ મી.

### સત્ય વિષે ગરબી ૨ જી.

મા પાવા તે ગઢથી ઉતર્યા મહાકાળીરે એ રાગ.

સત્ય વિજય પરમાણ, નારી શાણી રે.
અસત્યે દુઃખ તું જાણ, છે મુજ વાણીરે. ૧
સત્યમાં સુખ વિશેષ. નારી શાણીરે;
એથી રીઝે જગેશ. છે મુજ વાણીરે. ૨
માનીને કર વિચાર, નારી શાણીરે;
તો સદગતિ વાળી સાર. છે મુજ વાણીરે. ૩
કષ્ટ સમે પણ સત્ય. નારી શાણીરે;
રાખી લે ધારી સુમત્ય. છે મુજ વાણીરે. ૪
તો તો ભાગી જશે કષ્ટ. નારી શાણીરે;
થાશે દુઃખ તમારૂં નષ્ટ, છે મુજ વાણીરે. ૫
સત્યે થાશે તુજ કલ્યાણ. નારી શાણીરે;
એથી કરજે તું પિછાન. છે મુજ વાણીરે. ૬
રૂપી શાણા વિદ્વાન. નારી શાણીરે;
કરતા'તા સત્ય સન્માન. છે મુજ વાણીરે. ૭
નહીં વદતા'તા એ જૂઠ. નારી શાણીરે;
નો'તી અસત્યની છૂટ. છે મૂજ વાણીરે. ૮

ફેદ હતું તે આપ. નારી શાણીરે;
અસત્ય છે ઝેરી સાપ, છે મુજ વાણીરે. ૯
રૂપી આગળ ચાલ્યો ન ફંદ, નારી શાણીરે;
એમ વિનવે છે રાયચંદ છે મુજ વાણીરે. ૧૦-૨૦

## गरबी २१ मी.

### સત્ય વિષે ધોળ.

વરરે વિઠ્ઠલ કન્યા રાધિકા એ રાગ.

સત્ય તણો જય છે સદા, નહીં દોષ લગાર;
સુખ દીસેછે સર્વદા, ગુણ ગણજો અપાર. સત્ય. ૧
જૂઠ તહાં બહુ ધૂળ છે. ગણો જૂઠ ત્યાં માર;
એતો બહુ દુઃખ મૂળછે. મૂકો કરીને વિચાર. સત્ય. ૨
સત્ય વિશેષ ઉચ્ચારજો. જેથી મળશે સુખ;
દોષ ગણી બહુ મારજો. જૂઠ તણાં જે દુઃખ. સત્ય. ૩
હાની હજારો જૂઠથી, સુખ હરણ ગણાય;
નિંદા થશે બહુ લોકમાં જૂઠ નહિ વખણાય. સત્ય. ૪
પૂણ્યવંતા શાણા જનો. ગુણિજનની કુમાર;
શાણી અને સુગુણી વધુ. લેતી સુખ અપાર. સત્ય. ૫
સીતા અને દમયંતિ જે. ગુણી દ્રોપદી નાર,
બોલી સદા જોને સત્યને. પામી માન અપાર. સત્ય. ૬
સાક્ષકરી પરમેશ્વરે. ધાર્યું સત્ય વિશેષ;
અસત્ય ન આગળ રાખીયું, કો દીન બેનો લેશ. સત્ય. ૭
સીતા સતી વખણાય છે, તેમ દ્રોપદી સાર;
દમયંતી વળી લેખજો, સત્ય પાળક નાર. સત્ય. ૮
ધંન ધંન એને વદો તમે, જેણે પાળીયું સત્ય;
જપીને સદા જગદીશને, પામો એવી સુમત્ય. સત્ય. ૯

કરૂણા સાગર બહુ રીઝશે, સત્ય પાળ્યાથી ઠીક;
જૂઠું બોલો કદી મુખથી, એતો બહુજ અઠીક. સત્ય. ૧૦
દુઃખ પડે બહુ આપને, પણ મૂકો ન સત્ય;
માનીને દુઃખતો દીલથી, છોડી દેજો અસત્ય. સત્ય. ૧૧
જૂઠ જાણીને ધિઃક્કારજો, દઇને બહુ ફિટકાર;
સત્ય ઉપરતો કીજિયે, શાણી નારી પ્યાર. સત્ય. ૧૨
વિદ્યા ભણીને ભાવથી, કરો ઉરમાં વિચાર,
સત્ય વડું સમજો બહુ, કરો તેનો શ્રીકાર. સત્ય. ૧૩
સત્ય મનાવે સર્વમાં, ઉલટું અસત્યજ હોય;
નરસું ગણી અસત્યને, નહીં રાખશો કોય. સત્ય. ૧૪
વખણાતા વિદ્વાન જે, પૂછો તેને જરૂર;
બેહ મળે ભૂલતો ટળે, આવે જ્ઞાનનું પૂર. સત્ય. ૧૫
"રાય"ની વિનતી માનીને, બનો શાણી ઓ બે'ન;
તો તો જગદીશ્વર આપશે, સહુને સુખને ચેન. સત્ય. ૧૬-૨૧

---

## ગરબી ૨૨ મી.

### પર પુરૂષ વિષે.

જે કોઈ અંબિકાજી માતને આરાધશેરે લોલ. એ રાગ.

સુણુ સજ્જની વિચાર આણી ઉરમાંરે લોલ;
અવગુણ છે હજાર જારી ક્રૂરમાંરે લોલ. ૧
એછે પાપનો પ્રપંચ દુઃખ આપતોરે લોલ;
આપ લેછે હરી ધંન સુખ કાપતોરે લોલ. ૨
એમાં મોહ પામે જે નર નારીઓરે લોલ;
તેહ નારને જાણવીજ ખારીઓરે લોલ. ૩
બુદ્ધિ ભ્રષ્ટ જાણી એહને તજી દિયોરે લોલ;
સતસંગ ગૃહીને ઉરમાં લિયોરે લોલ. ૪

મતિ ભ્રષ્ટ થાય અંગ હીર એ હરેરે લોલ;
જેના સંગથી કુસંપ જોર આદરેરે લોલ. ૫
માટે પર પુરૂષ ભાઇ લેખજોરે લોલ;
એથી મોટા પિતા સમ દેખજોરે લોલ. ૬
ડાહી નાર આપણે એવી લેખવીરે લોલ;
નિજ નાથ જાણે ઈશ સતિ એહવીરે લોલ. ૭
એજ નારતણો ધર્મ કહું જાણીનેરે લોલ;
તોજ પામે તે સુખ હિત વખાણીનેરે લોલ. ૮
ડાટ કૃષ્ણ ગીતથી જેમ છે વળ્યોરે લોલ;
એથી વધી વ્યભિચાર કલેશતો ભળ્યોરે લોલ ૯
વ્યભિચારતણો સંગ સહુ મૂકજોરે લોલ;
કહું સત્ય વાણી શાણી બુદ્ધિ ચૂકશોરે લોલ. ૧૦-૨૨

## गरबी २३ मी.

વ્યભિચાર વિષે. ગરબી ૨૩.

મા પાવા તે ગઢથી ઉતર્યા મહા કાળીરે, એ રાગ.

સુણ સજ્જની તું ગુણજાણ, સારી નીતિરે
વ્યભિચારે દુઃખ પ્રમાણ. દુઃખની ભીતિરે. ૧
રાવણ સરખો રાય, દુઃખની ભીતિરે;
તે પામ્યો કષ્ટો કાય, દુઃખની ભીતિરે. ૨
તેને સુઝી મતિ જે ભ્રષ્ટ દુઃખની ભીતિરે;
તો તો તેહ થયો પદભ્રષ્ટ, દુઃખની ભીતિરે. ૩
ક્રૂર કુસંપ કેરૂં કામ, દુઃખની ભીતિરે;
એથી ચાલેછેજ તમામ, દુઃખની ભીતિરે. ૪
કોણ સુખી થયો બતલાવ દુઃખની ભીતિરે;
એથી શું મળવાનો લ્હાવો દુઃખની ભીતિરે. ૫

વારંવાર કહું છું મૂખ, દુઃખની ભીતિરે;
એથી કોણ પામ્યું છે સુખ? દુઃખની ભીતિરે. ૬

નઠારૂં લક્ષણ જાણ, દુઃખની ભીતિરે;
એનો મોટો દીસે મહાકાણ દુઃખની ભીતિરે. ૭
એતો આપ ગણો દુર્ગુણ. દુઃખની ભીતિરે;
એથી કોને દિસેછે ગુણ? દુઃખની ભીતિરે. ૮

અવખોડો એવી નાર. દુઃખની ભીતિરે;
એથી ગણજો ખુબ અસાર. દુઃખની ભીતિરે. ૯

એથી ઉપજે મોટાં શૂળ; દુઃખની ભીતિરે;
એથી ચગદાયાં બહુ કૂળ, દુઃખની ભીતિરે. ૧૦

નહીં ગણો સારી એ રીત. દુઃખની ભીતિરે;
કોણ કરે એનાથી પ્રીત, દુઃખની ભીતિરે. ૧૧

ભુંડામાં ભુંડું એહ. દુઃખની ભીતિરે;
એથી બગડેછે દેહ, દુઃખની ભીતિરે. ૧૨-૨૩

# ભાગ ૪ થો.

## ગરબી ૨૪ મી.

### સદ્ગુણી સજનીં વિષે.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાગ.

સજની સારીના સુલક્ષણ સાંભળી,
તેવી થાવા કરજે રૂડાં કામજો;
સદ્ગુણી થાવાનું જેતો ઇચ્છશે.
શાણી નારી જાણો તેનું નામજો. સજની. ૧
સંપીને પતિથી ચાલેછે સજની.
ગણી ઉરમાંહી ડાહી તેને એકજો;

પુરૂષ પરને પિતુ ભ્રાત ગણી લિયે,
વળી જાણે સારોજ વિવેકજો. સંજ્જની ૨
સુનીતિથી ચાલે એતો સજ્જની,
અનીતિ કેરૂં નમળે જેને કામજો;
અસત્ય અળગું જેણે પ્રીતેથી કર્યું,
વળી ભજતી તેતો જગશ્યામજો. સજ્જની ૩
હિમ્મત કિમ્મત હર્ષે તે પીછાણતી,
આળસ નમળે જેને કાંઈ અંગજો;
વખત નકામો કોદી જાવા દે નહીં,
કીધો જેણે વે'મતણો બહુ ભંગજો. સજ્જની ૪
રીતિ સારી પાળે તે પ્રીતિ કરી,
પતિનું ઈચ્છે પ્રેમે એતો હીતજો;
તેના ઉપર કેમ ન ઈશજ રીઝશે?
એતો સમરણ કરતી નિત્યજો. સજ્જની ૫
કીર્ત્તિ જેણે સારી રીતે મેળવી,
વિદ્યાનો કીધો સારો ઉપયોગજો;
સારાં કામ હમેશાં જેણે ધારીયાં,
સુખ વધે તેને તો એની યોગ્યજો. સજ્જની ૬
અમૂલ્ય વસ્ત્રો જેણે પે'ર્યાં સ્નેહથી,
સદ્‌ગુણ કેરાં જેછે સર્વે બીજજો;
દુર્ગુણ નાશ કર્યા છે જેણે સર્વદા,
તેના ઉપર લાવેજ કોણ ખીજજો. સજ્જની ૭
ચોખ્ખાઇ ચંચળતા રાખે ચિત્તમાં,
સમજે તંદુરસ્તી રસ્તા ઠીકજો,
નીતિથી કામો સારાં જે આદરે,
કોણ કહે એનેજ અઠીકજો. સજ્જની ૮

વિવેકી ધીરજને પાળક તે ખરી,
વનિતા કેરા સમજે ધર્મજો;
સમજીને તે રીતે તેતો વર્ત્તતી,
નથી જેની પાસે દુષ્કર્મજો. સજ્જની ૯
કેળવણી પામીને સારી રીતથી.
કેળવવા બીજીને તેમજ ચા'યજો;
સૌને પોતા જેવી કરવા વાસતે.
માગે ઇશ્વર પાસે એતો સા'યજો. સજ્જની ૧૦
સારી રીતે ઉપદેશક એતો થઇ,
સુધારશે તે સારી રીતે નારજો;
અનીતિનો ઉપદેશ ન તેતો ઉચ્ચરે,
વદવું રાખ્યાં જેને નિત્યે કારજો. સજ્જની ૧૧
દુર્જન નિંદાથી ડરતી તે તો નહીં,
સજ્જન માંહી સેજે વખણાયજો;
લક્ષ બધું સુનીતિમાં આવિયું.
સારી નારી તેહ ગણાય જો. સજ્જની ૧૨
બીજીનું સારૂં કરવાને જે ચહે,
ઇચ્છે એ સહુને કલ્યાણજો;
આળસ સાથે કલેશજ જેણે આદર્યો.
ઉદ્યમનાં કરતીજ વખાણજો. સજ્જની ૧૩
સુધરેલી નારી તેને સ્નેહે કહો.
માને આજ્ઞા પતિ કેરી બહુ જેહ જો;
સાસુ સસરાનું વળી વેણુજ પાળતી,
સુખી થનારી આખર કહુંછું એહજો. સજ્જની. ૧૪
ગુણુ ગ્રાહકને ડાહી એતો છે ભલી,
કરવા શું ઝાઝાં તેનાંજ વખાણજો;

પરમેરે ઝાઝું જાનારી એ નહીં.
સદ્ગુણ કેરી જાણું એતો ખાણજો, સજ્જની ૧૬
સંગ કરે સારો જે શાણી બેનડી,
તેનો કરજો સંગ તમે સહુ નારજો;
રાયચંદ વણિકની એવી વીનતી,
એનો ગુણનિધિ જાણું હુંજ વિચારજો. સજ્જની ૧૪-૨૪

## सद्बोधशतक.

### રાગ ધોળ.

વિશ્વ પિતા—વંદન કરૂં, જે છે જગનો કર્તાર;
મતિ સારી હરિ આપજે, જય જય વિશ્વાધાર. વિશ્વ. ૧.
શીખામણ કારણ રચ્યું, સજ્જની સુઉપદેશ;
ધારી લેજો ધ્યાનમાં. બુદ્ધિ મારી લેશ. વિશ્વ. ૨.
કરવું કામ વિચારિને, જેથી સતફળ થાય;
કામ વિચાર્યાથી કર્યે, નુકશાનો નહીં કાંઇ. વિશ્વ. ૩.
સંપી રહેવું સર્વથી, એહ ગુણ રૂડો જાણ;
સંપી રે'વે ફાયદા, સંપે સદ્વખાણ. વિશ્વ० ૪.
સંપ્યાથી સુખ સર્વ છે, ગુણનીધી ગુણવાન;
રાખતાં સંપને જે હશે, તે તો ખરાં સુખવાન. વિશ્વ० ૫.
નીતિથી ચાલો સદા, એથી રીઝે ઈશ;
નીતિથી સુખ ઉપજે, નીતિ ગુણ ગણીશ વિશ્વ० ૬.
નીતિવંતા જે જનો, તે સજ્જન કહેવાય;
નીતિવંત કહું અરે! જેથી સુકૃત થાય. વિશ્વ० ૭.
મૂરખ તેને જાણવી, જે જાણે નહિ ગુણ;
અવગુણની કર્ત્તા દીસે, જે તો હરામી લુણ. વિશ્વ० ૮.
મૂરખ મંડળને વિષે, હમેશ ફરવા જાય;

વાનો પસુ તેવી કરે, તે તો શઠ કે'વાય. વિશ્વ૦ ૯.
વિપત્તિ સમયે વધુ, રાખે ધૈર્ય સુગુણ;
સજ્જની તેને જાણવી, જે જાણે બહુ ગુણ. વિશ્વ૦ ૧૦.
સદ્વસ્તુ વો'રે નહીં, તેહ મતીની હીણ;
અનીતિવાળી એ બહુ. એની બુદ્ધિ ક્ષીણ. વિશ્વ૦ ૧૧
હિમ્મત રાખી અંગમાં. કરવું કામ સુજાણ;
હિમ્મત ગુણ સારો ગણો. રૂડો હિમ્મતવાન. વિશ્વ૦ ૧૨
સત્યજ રાખવું ઉરમાં, ગુણ ગણી ગુણવાન;
સત્યતણો જય છે સદા, હું! શાણી ધર ધ્યાન. વિશ્વ૦ ૧૩
કપટ કદી નવ કીજિયે, એહ દુઃખનું મૂળ;
ઔરંગજેબે કપટથી, દુઃભાં કીધાં શૂળ. વિશ્વ૦ ૧૪
અંતે હાની પામિયો, ભય પામ્યો ભરપૂર;
કપટ સગું નહિં કોઈનું, કરે તેને ચકચૂર. વિશ્વ૦ ૧૫
ઈશ્વરની ભકિત કરો, એહ સત્ય ઉપાય;
રચનારો જે સર્વનો, ધાર્યું તેનું થાય. વિશ્વ૦ ૧૬
બ્રહ્માંડ તણો સૃજનાર એ, તેને ભજીએ નિત્ય,
નીતિ સાથે પ્રીતિથી. રાખો સારી રીત. વિશ્વ૦ ૧૭
એપ લક્ષણ અંગમાં કરો. જો ચાહો નીજ હિત;
લક્ષણ સારાં ધારીને, મેળવજે સદ્રીત. વિશ્વ૦ ૧૮
દેશ તણા હિતનું સદા, કરો પ્રયોજન આપ;
ધર્મ આપણો જાણીને. કષ્ટ દેશનાં કાપ. વિશ્વ૦ ૧૯
શકિત વણ નહીં આદરો, કોઇ વાર કો કામ;
પટતું કરશે કામ જે, તે સજ્જની ગુણ ધામ. વિશ્વ૦ ૨૦
સારા રસ્તા ઝાલવા. હમેશ કરજો યત્ન;
કાચ તજને હીત ઈચ્છતાં. ગૃહો ગુણનિધિ રત્ન. વિશ્વ૦ ૨૧
ઉદ્યમ અધિકો આદરો, એહ સુખનું મૂળ;

ઉદ્યમ વણ નહીં આશરો. ઉદ્યમ છે સુખ કુલ. વિશ્વ૦ ૨૨
આગગાડી ને તાર એ. એથી નીપજ્યા આપ;
ઉદ્યમવણ નહિં નીપજે. માટે આળસ કાપ. વિશ્વ૦ ૨૩
મૂરખ મંડળને વિષે, જાશો ન કોઈ કોઇ;
ભેજાનેજ ઓળખી એહને. જ્ઞાને ચિત્ત પરોઈ. વિશ્વ૦ ૨૪
હામથી ૩ડાં કામને, પાર પાડજો નાર;
હિમ્મત-કિમ્મત જાણજો. સમજી સારો સાર. વિશ્વ૦ ૨૫
વિદ્યામાં બહુ ફાયદા. જાણે નારી સર્વ;
ભણવું માટે નેહથી. પણ નવ ધારો ગર્વ. વિશ્વ૦ ૨૬
વિદ્યા રત્ન ગુણી બહુ, માટે ભણવો બાળ;
વિદ્યા એ સુખો જાણજો, વિદ્યા ગુણ વિશાળ. વિશ્વ૦ ૨૭
ગર્વ કદી નવ ધારવો. એથી દુઃખ પમાય;
દુઃખીઆ ગર્વથી તો થયા, પામ્યા કષ્ટો કાય. વિશ્વ૦ ૨૮
રાવણ સમ માર્યો ગયો, ગર્વ કર્યાથી બાઈ;
રાજ તજી ચાલ્યો ગયો, સદ્ફળ ન મળે કાંઈ. વિશ્વ૦ ૨૯
ઉપાય ઘટતા આદરો, દેશ હીતને કામ;
દેશનું હિત ન ધારશે, તે મુરખનું નામ. વિશ્વ૦ ૩૦
દેશ તણી સેવા કરો, ધરો પ્રીતિને ભાવ;
મમતા આણી નેહથી, લહો એટલો લ્હાવ. વિશ્વ૦ ૩૧
પુરૂષ પરને સૌ તજો. એથી અધિકાં દુઃખ;
નામ તે શ્રેષ્ઠ નાશી જશે, નાશી જશે સુખ. વિશ્વ૦ ૩૨
પુરૂષ પર એ નર્કની, જાણો ખાણ જરૂર;
એવા ક્ષણિક સુખમાં. કેમ બનો ચકચૂર. વિશ્વ૦ ૩૩
નીતિથી ધન મેળવે, એ સજ્જનીનું નામ;
રાખવું સત્ય તો સર્વદા, તોજ ખરા એ દામ. વિશ્વ૦ ૩૪
જ્ઞાની થઇ અજ્ઞાનીને, મળતો હોય મિજાજ;

કહો ગુણી એ કયાં સુધી? ચાલે એવું ઝહાજ. વિશ્વ૰ ૩૫.
નીતિ રાખ્યે ચાલશે, નામ આપનું ઠીક;
નીતિથી નિત્ય વર્તવું. રાખી પ્રભુની બીક. વિશ્વ૰ ૩૬.
ભણી ગણીને નાસ્તીક બને, એવા મુરખા છેજ;
આખર ફળ એનાં મળે, કષ્ટ પામશે તેજ વિશ્વ૰ ૩૭.
કરવું તેવું પામવું, કે'વત જાણો સત્ય;
પાપ કરે તેને મળે, ફળ જેવું હો કૃત્ય. વિશ્વ૰ ૩૮.
હસવું ન ઝાઝું કોઇદી, હે સજ્જનની મુજ બેન;
હસવાથી કીમ્મત ઘટે, એહ દુઃખરૂપ ચેન. વિશ્વ૰ ૩૯.
ગર્વ નહી ઉર આણતાં. બની કોદી શ્રીમંત;
કોદી ન આવશે નાર ઓ! એહ લક્ષ્મિનો અંત. વિશ્વ૰ ૪૦.
રાખવી તો દયા દેહમાં, હે! શાણી ગુણવાન;
દયાજ ધર્મનું મૂળ છે, કે'વત સત્ય પ્રમાણ. વિશ્વ૰ ૪૧.
નિષ્ટા રાખો ધર્મમાં, કરો નીતિનાં કામ;
ગ્રંથ વધારો ગુણી બહુ, ધરી હૈયામાં હામ. વિશ્વ૰ ૪૨
વિષ પીનારી છે ઘણી. અમૃત છાંડી આજ;
ખોટાં ખર્ચ કરીશ નહિ. કરી લેજે સુકાજ. વિશ્વ૰ ૪૩.
ભરે કપટના જે ઘડા, તે લુચ્ચાની મિત્ર;
પરમેશ્વરની ચોર છે, ચાળા મિત્ર વિચિત્ર. વિશ્વ૰ ૪૪.
બુદ્ધિ ક્ષીણ બનવું નહીં, ગૃહી લેવો સદ્બોધ;
સજ્જનીનું એ કામ છે, કરવો નીતિ શોધ. વિશ્વ૰ ૪૫.
શાહુકારની મેડીઓ, દેખી મુર્ખ ગમાર;
પાડે છે નિજ ઝુંપડાં, વાહ! વાહ! વિચાર. વિશ્વ૰ ૪૬.
હાર્યા રે'વાથી અરે વાર્યા રે'વું ઠીક;
લુંટાણા પછી શી રહે? ચોર તણી કહે બીક? વિશ્વ૰ ૪૭.

જૂઠું બોલે છે ઘણી, સમજી તેમાં ધર્મ;
ઉચ્ચરતાં ગપ્પ કો દીને, નથી આણતાં શર્મ. વિશ્વ૦ ૪૮.
ક્ષમા ગુણ સારો બહુ, ધારો હૈયા માંહ્ય;
ઈશ્વર રાજી બો થશે, એથી સુખ પમાય. વિશ્વ૦ ૪૯.
વિવેક રાખી વર્તજો, ગુણ તણી થઇ જાણ;
ગરીબ જનોને આપજો, રૂડી રીતે માન. વિશ્વ૦ ૫૦.
સવળાનું અવળું કરે, એવી મૂર્ખ હજાર;
તે સમ થાવું નહીં કદી, ઘટશે એથીજ કાર. વિશ્વ૦ ૫૧.
વિરલીને શાણી થઈ, જે શાણી ગુણવાન;
કષ્ટ સમે ધીરજ ધરી, તેથી થાય વખાણ. વિશ્વ૦ ૫૨.
વિચાર આગળ પાછલો, રાખો સારી નાર;
ભણી ગણી શાણી બહુ બનો, વળી બનો ગુણકાર. વિશ્વ૦ ૫૩.
દુઃખમાં હર્ષિત રો' તમે, સુખ માંહી પણ તેમ;
ઈશ્વર સાથે માગજો, મારો બોધ છે એમ. વિશ્વ૦ ૫૪.
સૃષ્ટિ તણા સૃજનારનું, કરો નિત્ય સમર્ણ;
જે જગદીશ્વર છે વડો, કષ્ટ કેરોજ હર્ણ. વિશ્વ૦ ૫૫.
પુણ્ય કરો ડાહી થઈ, નહિં દર્શાવો ડોળ;
ક્રોધી ઝાઝી નહીં થજો, નારી રાતી ચોળ. વિશ્વ૦ ૫૬.
નમ્ર સ્વભાવ રાખો સદા, એજ ખરૂં છે જ્ઞાન;
સદ્‌ગુણ સારો એ વિષે, વખાણું ગુણવાન. વિશ્વ૦ ૫૭.
વિનય વિષે હું શું કહું, એતો ગુણ અમૂલ્ય;
નથી ગુણ બીજો અરે! નારી એની તુલ્ય. વિશ્વ૦ ૫૮.
જીભ જુઓ નરમાશથી, રહી છે વચ્ચે દાંત,
ક્રોધ કરે જો કારમી, માર ખાય ધરિ ખાંત. વિશ્વ૦ ૫૯

માટે સર્વે ધારજો, વડો વિનયનો ગુણ;
સદ્ગુણ શોધક બાહુજનો, કાઢીને દુરગુણ. વિશ્વ૦ ૬૦
ખરી ખાંતથી આદરો, કામ રૂડેરૂં કોઈ;
વિનય વધારો તે વિષે, એની કિમ્મત જોઈ. વિશ્વ૦ ૬૧
જે કરવું તે નેમથી, વિચારોને આપ;
થાશે કે નહિં થાયએ, તેનો લહો જવાપ. વિશ્વ૦ ૬૨
બોધવિષે વિદ્વાનકો, ધરવો તેતો કર્ણ;
બળિયા સાથે નહિં વઢો, જાજો તેને શર્ણ. વિશ્વ૦ ૬૩
પંડીત લાત વખાણીએ, જેથી સુખ પમાય;
ઔષધ ઉપદેશી ખરૂં, કદુ શુભ ગણાય. વિશ્વ૦ ૬૪
સજ્જની રત્ન સમાન છે, મણી પારસ છે એહ;
લોહું કાંચન થાયછે, તેતો જાણો તેહ. વિશ્વ૦ ૬૫
સજ્જનીની પાસે વસ્યે, વળી લેવાથો ગુણ;
સંગત ફળ મળશે બહુ, નથી એથી અવગુણ. વિશ્વ૦ ૬૬
મૂરખથી ડરજો સદા, નૈ સાંભળજો વાત;
વાત નઠારી એહની, એથી દુઃખ દિનરાત. વિશ્વ૦ ૬૭
કાચ સમાનિક મૂર્ખછે, જાણી લહો જરૂર;
પનંગથી પણ લેખજો, મૂરખ નારજ ક્રુર. વિશ્વ૦ ૬૮
સંગત સારી કીજિયે, એથી ગુણ બહુ થાય;
સજ્જની-સંગતથી મળે, નીતિ સુબોધો બાઈ. વિશ્વ૦ ૬૯
ગંગા સમાન સુસંગ છે, ખરૂં દર્શીવું ચિત્ર;
સુમિત્ર સુખ શું વર્ણવું? ફળા પરમ પવિત્ર. વિશ્વ૦ ૭૦
મૂરખની મિત્રાઇથી, નક્કી છે નુકશાન;
સુનખ જાણો સજ્જની, એથી ખોશો ભાન. વિશ્વ૦ ૭૧

મૂરખ કુબોધ બોધશે, નીતિનો કરી ભંગ;
માટે તેનો નાર ઓ! કદી ન કરજો સંગ. વિશ્વ૦ ૭૨
ગુસ્સો આવ્યે જાળવી, કરી વિચારો નેક;
સારૂં કરવાની સદા, રાખો સારી ટેક. વિશ્વ૦ ૭૩
જુગાર રમશો નહિં કદી, જુગારથી નેં સંપ;
પાંડુ પૂત્ર દુતને રમ્યા, નહિં પામ્યા કદિ જંપ. વિશ્વ૦ ૭૪
કષ્ટ વધારે આવિયું, કૌરવ પામ્યા મર્ણ;
નષ્ટ કર્યા વણુ એહને, ગયા ન પાંડવ શર્ણ. વિશ્વ૦ ૭૫
કૌરવ પાંડવતો મુઆ, મુઆ મુઆ બળવાન;
નળ રાયે દુઃખ ભોગવ્યું, શું એછે ગુણવાન? વિશ્વ૦ ૭૬
મોટા મોટા મહીપતી, ચાલી ગયાછે ધીર;
રાજાધિરાજા તે હતા, હતા મહા શુરવીર. વિશ્વ૦ ૭૭
કાળ સહુને લઇ ગયો, લાવી દયા નહિં ઊર;
તેજસ્વી પણ ચાલિયા, પૈસા નાસ્યા દુર. વિશ્વ૦ ૭૮
શાણા સજ્જન ચાલિયા, ચાલ્યા રંકજ રાય;
આગળ પાછળ એ ગયા, નહિં એનો ઉપાય. વિશ્વ૦ ૭૯
કાળ ગતી તો મોટી છે. નહીં એને દરકાર;
આવ્યે ઘડી નહીં મૂકશે, માટે કરો વિચાર. વિશ્વ૦ ૮૦
તર્કટ કરશે કો કદી, આપે તેવો લાભ;
પૂણ્ય કરે તો તેમને, મળશે સત્‌ધર્મ આભ. વિશ્વ૦ ૮૧
માટે કરી વિચારને, ભજ ભાવે ભગવાન;
પળ નહિં એતો ચૂકશે, સમજી લેજ હેવાન. વિશ્વ૦ ૮૨
જેણે રચિયું વિશ્વને, જેણે સરજ્યું સર્વ;
ભજ તેને પ્રીતે કરી, ટાળી દેહના ગર્વ. વિશ્વ૦ ૮૩

સુઝ ઘડીની પડે નહીં, તેનો નહિંજ વિચાર;
છતાં મુદત ઝાઝી તણો, ક્યાંથી આવે કાર. વિશ્વ૦ ૮૪.
મુઢ મતી નહીં રાખજે, સુણીને શિક્ષા કાન;
સુનીતિ સજજે સદા, લેજે સારૂં જ્ઞાન. વિશ્વ૦ ૮૫.
નવરી બેસી રહિશ નૈં, કારણુ વખત અમૂલ્ય;
સોનું પણુ નહીં આવશે, કોદી એની તુલ્ય. વિશ્વ૦ ૮૬.
જ્ઞાન તણા શોધી લહો, મારગ સારા ઠીક;
નીચજ કર્મ કરતાં બંધુ, રાખો ઈશ્વર–બીક. વિશ્વ૦ ૮૭.
સજજનીના પગ પૂજજે, એથી થાશે ઠીક;
મૂઓ અનીતિનાં વાઢશે, કાઢી બુદ્ધિ અઠીક. વિશ્વ૦ ૮૮.
નાથ કેરી સેવા સજો, એ તીરથનું સ્થાન;
મોહીત થાવું ન મૂરખી, બહુ થાજે ગુણુવાન. વિશ્વ૦ ૮૯
હમેશ નમજે નાથને, વળી જેઠને તેમ;
પૂન્યજ કરજે પ્રેમથી, એ પૂજ્યક ગણું એમ. વિશ્વ૦ ૯૦
કરીને વિચાર તું વીગતે, કરજે સારાં કામ;
કીરતી મૂકી અહીં જજે, ખર્ચે સુકામે દામ. વિશ્વ૦ ૯૧
નાણું ચપળજ જાણજે, કહી ગયા કો વિદ;
શઠ બની મારૂં નહિં કરો, તંત સજોછો શીદ? વિશ્વ૦ ૯૨
પરમારથ કરવા સદા, ધારો ઉર ઉમંગ;
ઇશ્વર પ્રીતિ મેળવો, કરો સદા સદસંગ, વિશ્વ૦ ૯૩
સાર સુબોધ લેવા તમો, કરો શુભ ઉપાય;
તો સારૂં તારૂં થશે, હાની નહિં કંઇ થાય. વિશ્વ૦ ૯૪

વાંચન વ્યસન વધારજે, રાખી લીલું જ્ઞાન;
વાંચ્યાથી કહું છું થશે ડાહી તું વિદ્વાન. વિશ્વ૦ ૯૫
નીતિ સુબોધક આ લખું, વાંચી લેજો એહ;
સુબોધ શોધી કાઢજો, સારૂં ગણજો તેહ. વિશ્વ૦ ૯૬
વિનંતિ હીતકારી આ, વાંચી લેજો નિત્ય,
સુખી થશો સજ્જની કહું, રાખો સારી રીત. વિશ્વ૦ ૯૭
કેળવણી પામી રૂડી, કરો નીતિ વિચાર;
કેળવણીમાં ફાયદા, દીસે અપરંપાર. વિશ્વ૦ ૯૮
લક્ષણ સારાં રાખીને, કરો રૂડેરાં કામ,
સજ્જનમાં વખાણાઓતો, તોજ સજ્જની નામ. વિશ્વ૦ ૯૯

## કવિત.

વવાણીઆ વાસી વળી, વણિક જ્ઞાતિ વિચારો?,
વિશેષ વિનંતિ વદી, પરણમું પ્રેમથી,
ભૂલ ચૂક ક્ષમા કરો, બુદ્ધિવાન નહિ બહુ,
કર્યું કામ પ્રીત થકી, પરમેશ રે'મથી;
વિબુધ વડેરો નહીં, કવિશ્વર આપ નહીં,
કાવ્ય કર્યું લેશ બુદ્ધિ, સુંદર છે હેમથી;
સજ્જની સુબોધ ગ્રહો, રાયચંદ હેતે કહે,
બન્ને પરમેશ સુખી, થાશો એવા નેમથી. ૧૦૦

## અગાઉથી આશ્રય આપનાર સાહેબોનાં મુબારક નામ.

### રાજકોટ.

૧૦૦ મેહેરબાન રા. રા. રાવજી-ભાઈ વાહાલજીભાઈ. પાલીતાણાના વકીલ સાહેબ.
૫૦ મેહેરબાન રા. રા. જાદવજીભાઈ વાહાલજીભાઇ. રાજકોટસ્ટેટવકીલસાહેબ.
૫ મી. કાહાનજી નથ્થુભાઇ. વડીઆ દરબારનામાસ્તર.
૨ હેમચંદ કાહાનજી.
૧ રા.રા. હાજીભાઇ ખાનમહમદ
૧ રા. રા. ગોપાળજી મોતીચંદ.
૧ રા. રા. મંગળજી સુંદરજી.
૧ રા. પ્રેમજી ખેમજી.
૧ રા. રા. પારશી કુશળચંદ.
૧ રા. રા. કાળીદાસ જેઠાભાઈ.
૧ મી. ખુશાલચંદ.
૧ મી. ગોવીંદજી.
૧ મેહેતા દુલભજી ધનજી.
૧ મેહેતા નાગજી ઉકા.
૧ મણિશંકર રત્નજી.
૧ કાળીદાસ પિતાંબર.
૧ ગોકળદાસ જુઠા.

### ઇડર.

૫૦ અખંડ પ્રૌઢ પ્રતાપ નેક નામદાર ઇડરના મહારાણા સાહેબ બહાદુર.

### ગાંગડ.

૨૫ અખંડ પ્રૌઢપ્રતાપ નેક-નામદાર પાટવીકુમારશ્રી યશવંતસિંહજી સાહેબ બહાદુર.
૧૫ મે. મગનલાલ ભાઇશંકર ગાંગડના કારભારીસાહેબ.
૫ મે. જયશંકર ખીમજી.
૩ ગઢવીશીવાભાઈરામભાઇ.
૨ ગઢવી ઉમરાભાઇ રામભાઈ.
૧ ખવાસ માલા રણમલ.
૩ ગંગાભાઈ નથ્થુભાઈ.
૧ રાવળ કરસનજી હરીભાઈ.
૨ વાઘેલા જીવાભાઈ.

### ભચાઉ.

૩૦ મેહેરબાન રા. રા. હાથીરામભાઇ રાઘવજી. ભચાઉ વહીવટદાર સાહેબ.

### જુનાગઢ.

૨૫ રા. રા. ગોવિંદજીવિ.નાનજી બુકસેલર જુનાગઢ.

### વવાણીઆ બંદર.

૫ રા. રા. વૈજનાથભાઇપ્રભુજી.
૨ રા. રા. કીરતુચંદ ચતુર્ભુજ. પોષ્ટ માસ્તર.
૨ દેશાઈ મનજી કેશવજી.
૧ મૂળજી હંસરાજ.

૧ વોરા નાનસુંદા ગોપાળજી આસીસ્ટંટ.
૧ ઠક્કર સુંદરજી જીવા.
૧ ઠક્કર સુંદરજી ભાણજી.
૧ ઠક્કર કરસનદાસ ત્રીકમદાસ.
૧ ખોજા વીરજી ધનજી.
૧ મલુકચંદ ગુલાબચંદ.
૧ ઈસાજી તૈયબજી.
૧ વીરજી રામજી.
૧ વસરામ મેઘજી.
૧ સાકરચંદ મોતીચંદ.
૧ લાડક ધીરાભાઇ.
૧ કેશવજી દયારામ.
૧ ઓઝા જીવરાજ ધનજી.
૧ વોરા અલ્લીભાઇ હુસેનજી.
૧ મનસુખ રાયચંદજી.

જેતપુર.

૫ મી૦ કાલીદાસ નંદલાલ.

વીરપુર.

૪ નેકનામદાર વીરપુર ખરેડીના ઠાકોર સાહેબ બહાદુર
૨ મેહેરબાન જગજીવન હેમરાજ મોદી. વીરપુર ખરેડીના મુખ્ય કારભારી સાહેબ.
૧ મહેતાજી હરિપ્રસાદ ઈચ્છારામ
૧ મી૦ કપુરચંદ ગોપાળજી મોદી કારકુન.
૧ ફોજદાર સાહેબ દયારામ ભગવાનજી વીરપુર.

લખપત.

૧ મી૦ કાશીરામ વિ. હાથીરામભાઇ.
૧ રેવાશંકર વિ. લક્ષ્મીશંકર
૧ માણેકલાલ વિ. નાહાનાલાલ ભુજ.
૧ શા. મૂળચંદ ડોસાભાઈ. લખપત પોષ્ટમાસ્તર.
૧ કારકુન વસરામ હંસરાજ.
૧ કારકુન કલ્યાણરાય વિ. રણછોડજી.
૧ મેહેતાજી નાનજી મૂળજી.
૧ મુનશી તારમહમદ નારમહમદ.
૧ ગુંશાઈ હેમગર કીરપાળગર
૧ ટ્રેઝરર વાઘજી મહોનજી.
૧ ધ્રુ મેઘજી જીવરાજ.
૧ વકીલ દેવજી ટેકચંદ.
૧ જોશી ધનશ્યામ વશીધર
૧ મુખી. ધ્રુ જુશળ આમદ.
૧ વકીલ લખુ દેવજી આણી.
૧ વકીલ જોશી સુરજી લક્ષ્મીદાસ—નારણુસર.
૧ લક્ષ્મીદાસ ગંગારામ.
૧ ઠક્કર લીલાધર લખુઆણી
૧ ખોજા રહેમતલો પુરમાલ
૧ ઠક્કર શામજી મોનાણી.

કાળાવડ.

૫ મેહેતાજી સુંદરજી હીરજી

ભટ્ટ કાળાવડ કન્યાશાળા.
૨ લાડકુંવર અમુલખ આસી. નં. ૧ લો.
૨ ચોથી પરધાન આસી. નં. ૨ જો.
૧ ભરત શિક્ષક વિરૂ જેઠા કન્યાશાળા કાળાવડ.

દહિંસરા.

૬ ડાહ્યા કુંવરજી.
૨ મેહેતાજી લાલજી રૂધનાથ.

માંડવી બંદર.

૧ મે. નર્મદાશંકર લાધાભાઈ માંડવી ન્યાયાધીશ સાહેબ.
૧ વકીલ તેજપાલ જેઠા ઠકર.
૧ વકીલ હરજી અંદરજી કોઠારી.
૨ વકીલ ગોપાળજી હરીભાઈ.
૧ મેતા નરભેરામ વિ. પ્રભુજી
૧ ઠકર લક્ષ્મીદાસ પ્રાગજી.
૧ દવે માવજી ચતુર્ભુજ.
૧ મેહેતા રાધવજી જીવરામ.
૧ ઠક્કર રણછોડદાસ કરસનદાસ. વકીલ.
૧ ઠકર રણછોડદાસ ત્રીકમદાસ વકીલ.
૧ મેહેતા વસનજી પુરૂષોતમ.
૧ ધનજી ગૌરીશંકર વકીલ.
૧ મેતા દેવચંદ અમરચંદ
૧ કલ્યાણજી રાધવજી.
૧ મી૦ કેશવજી જેઠા.
૧ દવે વેણીરામ જયશંકર.

આધોઇ.

૫ મે. રા. રા. ઘેહેલાભાઇ વિ. પાશ્વીર. આધોઇ પેટા તાલુકા સ્કુલના માસ્તર સાહેબ મારફત.

લાકડીઆ.

૨ શેઠ કુશળચંદ વિ. પાનાચંદ.
૧ કારકુન પદમશી સોમચંદ.
૧ દોશી પ્રેમચંદ સોમચંદ. કારકુન.
૧ શેઠ સાકરચંદ હીરાચંદ.
૧ શેઠ હકમચંદ મલુકચંદ.

મહુવાબંદર.

૧ શેઠ વલ્લભદાસ પોપટ કવિ.
૧ ખોજા હસનઅલી મૂળજી.

કચ્છ દેશલપુર.

૧ મોરારજી વિ. અજરામર. મેહેતાજી કચ્છ દેશલપુર.
૧ ઠકર પ્રાગજી વિ. ઠાકુરસિંહ.

રાજકોટ

૬ મી. રાયચંદ મારફત.
૧ જયાશંકર વાધજી.

ભાવનગર.

૨ મી૦ ઈચ્છાશંકર વિ. કારકુન સ્ટેટ ભાવનગર.
૧ રા. છગનલાલ દીપચંદશા ભાવનગર.

| ક્વેટા બલુચીસ્તાન. | બેરાણુ. |
|---|---|
| ૧ રા. રા. મી૦ કેશવજી સેહેરાભાઈ. ટ્રેઝરર. ટ્રેઝરરી ઓફીસમુ. ક્વેટાબલુચીસ્તાન. | ૨ રા. રા. ઠાકરલાલ છગનલાલ મારફત બેરાણુ. |
| ખંભાળીઆ. | સુરત. |
| ૧ રા. રા. નરભેરામ ગોપાળજી પંડયા. તાલુકા સ્કુલ માસ્તર સાહેબ. | ૧ પટેલ વિઠ્ઠલદાસ કેશવરામ મુ. સુરતબંદર. |
| | વઢવાણ. |
| | ૨૫ મે. કરસનજીભાઈ. મારફત. |

---

## जाहेर खबर.

### શ્રી નીતિ બોધક વિભાગ ૧ લો.

આ પુસ્તક જેઓને જોઈતું હોય તેઓએ કિમ્મતના આના ચાર, અને ટપાલ ખર્ચનો અર્ધો આનો મોકલી વવાણીઆ બંદરમાં મારી પાસેથી તથા જુનાગઢ છાંપા બજારમાં બુકસેલર ગોવિંદજી વિ. નાનજી શેઠ પાસેથી મળશે.

કાવ્ય માળા. એ નામનું એક સુનીતિ દર્શક પુસ્તક મેં રચીને તૈયાર કરેલું છે જેની અંદર એકસોને આઠ કાવ્યો છે. અને તેના ચાર ભાગ પાડેલા છે. તેનું કદ બસે પૃષ્ટનું થશે. અગાઉથી રાખનાર સદ્‌ગૃહસ્થો પાસેથી ૦–૧૦–૦ લેવામાં આવશે. અને પછીથી રાખનાર સદ્‌ગૃહસ્થો પાસેથી બાર આના કે તેથી વધારે લેવામાં આવશે. ટપાલ ખર્ચ જુદું આપવું પડશે. જોઇએ તેણે મને લખવું. નીતિ દર્શક પુસ્તકોનો ફેલાવ થવાનો આધાર પ્રજાપર રહે છે.

**સુશીળા સ્વયંવર**—એ નામનું સ્વયંવરના ફાયદા દર્શક પુસ્તક મારા મિત્ર કાનજી નથુભાઇ તરફથી બહાર પડેલું છે, જેનું ૮૬ બાર પેજી દોઢસો પૃષ્ટનું છે, અને તેની કિમ્મત દસ આના છે. એ પુસ્વક જેઓને જોઈતું હોય તેઓએ રાજકોટ મુકામે મી૦ કાનજી નથ્થુભાઈ ઠેકાણું નવી કડીઆવાડમાં એ શીરનામે અથવા વવાણીઆબંદર મુકામે મને લખીજણાવવું. ટપાલ ખર્ચનો અર્ધો આનો વધારે મોકલવો.

**મનહર બાવની**—થોડી મુદતમાં બહાર પડશે. જોઇએ તેણે લખવું. કિમત બે આના ટપાલ ખર્ચનો અર્ધો આનો વધારે. દશથી ઉપરાંત રાખનારને ટપાલ ખર્ચ બેસશે નહીં. એ ચોપડીમાં સારા સારા વિષયોનો સમાવેશ કર્યોછે.

**મહેતા રાયચંદ વિ. રવજી,**
વવાણીઆ બંદર.

## નમ્ર વિનંતિ.

ગૃહસ્થો! આ સ્ત્રી નીતિ બોધકના પૈસા જેઓ સાહેબ તરફથી આવ્યા નથી. તેઓ સાહેબે ટપાલ ખર્ચ સહીત તાકીદે મોકલવા કૃપા કરવી.

તા૦ ૧ સપ્તેંબર ૧૮૮૩.
વવાણીઆ બંદર.

લી. તાબેદાર સેવક,
રાયચંદ વિ. રવજી.
વવાણીઆબંદર. કાઠીઆવાડ.



## મનહર છંદ.

દેશ હિત કરનાર. સુખી હમેશાં થનાર.
કુધારાનો ટાળનાર. જેના દિલ પ્રાણિયો.
સુધારો વધારનાર. કુમતિ વિદારનાર.
દેશને સુધારનાર. હિતેચ્છુ તે જાણિયો;
સુનીતિનો સજનાર. વેંમ વાત તજનાર,
એક ઇશ ભજનાર, એહ મેં વખાણિયો.
રાયચંદ ભાસે વાણ, સજ્જન એને તું જાણ,
હેતથી એને વખાણ, ગુણી એ પ્રમાણિયો. ૧

જાય જગદીશ્વર.